# સોળ વરસની સતી

## અને

# નવ વર્ષનો પતિ

## ભાગ-૩-૪


—: લેખક :—

(કોમીકકવિ) મગનલાલ બાપુજી - ગોધરાવાળા



લેખકની પરવાનગીથી છપાવી પ્રસીદ્ધ કરનાર

બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે [દુકાન] મુ. નડીઆદ

આવૃતી ૧ પ્રત ૮૦૦૦ સન ૧૯૨૨




રૂ. ૦-૧-૬


પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ માટે છાપ્યું.

શ્રી ગણેશાય નમઃ

# સોળ વરસની સતી

અને

# નવ વર્ષનો પતિ

ઉર્ફે

## બાળલગ્નનો બળાપો.

### ભાગ ૩ જો.

રાગ — બારમાસી

પિયુ સંગ પ્રેમ રાખું નવીન વાતો ભાખુ
તોયે તે નવ બોલે હસીને નવ ડોલે ૧૨૨

જ્યારે બહુ સતાવું ત્યારે કહે તો આવું
તું ના કરીશ વાતો એમ કહીને મારે લાતો ૧૨૩

સાસુજી મારી દેખે ત્યારે વાત એમ પેખે
લાવોને વહુજી લાડું પુત્ર વિદેશી કહાડું ૧૨૪

આસુની વાત જાણી અરે ઉભી છાની માની
તે જોઇ મને બળતી નવ દેખે ત્યારે ડરતી ૧૨૫

ક્રીયા ભવનું વેર વાળી મારો મનખો હે બળી
ઓ ઇશ આવે વારે મારૂં દુઃખ સર્વે ટાળે ૧૨૬

એ દહા છે રગદના વળી ભર જુવાની બરના
પિયુ વિદેશ જાશે મારૂં અહીં શું થાશે ૧૨૭

ગોરા ગુલાબી ગાલ કમર કમાન વાળ
તેવું છે મુજ અંગ રમું હું કોની સંગ ૧૨૮

કારતકે સાહેલી મને કંથ ગયા મેલી
મને કામ બાણ વાગી ઝબકીને હું તો જાગી ૧૨૯

હવે શું કરૂં હું માડી દુઃખ ભોગવું હું દાડી
એ વાત કોને કહેવી મનમાં વીસારી લેવી ૧૩૦

ગુણ સખી તું છે મારી બળવંત બુદ્ધિ તારી
રસ્તો બતાવ બેની ઓલાય ઝાળ વેલી ૧૩૧

પાક્યાં ખેતર સર્વે ધણી લણે છે ગર્વે
પાકી જુવાની મારી નાથે મુકી વિસારી ૧૩૨

નાડે પાકી છે તાડી ફુલ પાકયાં ફુલવાડી
રામ સીતાને વાલાં ભોગે ભમર કાલાં ૧૩૩

અરે માગશરે દીવાની હું નથી જીવવાની
વળી વસ્ત્ર છે રંગાળાં જરી કોર સેઠ વાળાં ૧૩૪

પેહેરૂં હું કોને કાજે દેખીને તન દાઝે
સ્વામી વીના શું કરવું વિજોગ દુઃખ મરવું ૧૩૫

કરવું તો કોની સારૂં ખાન પાન તો કૃપાળું
ઉડે છે અંગે દારૂ શી પેર ખાઇ ડારૂં ૧૩૬

ઝરે છે નીર નયને ભીજાય શીર નયને
આવો નાથ ઓ મોરારી ખબર લ્યો હમારી ૧૩૭

પોશ માશ આવ્યો તોય કંથ નવ આવ્યો
જોબનીયું જાય ઝરતું એથી બીજું શું નડતું ૧૩૮

ચાલો સૌ ગામ જઇએ પ્રીતમના ગુણ ગઇએ
સખીઓને ભેગી થઇએ દુઃખોની વાતો કહીએ ૧૩૯

જ્યાં સુધી બનશે આવું મને ગમશે નહી ખાવુ
પીયુડો મારો મળશે ત્યારે તો જીવ ઠરશે ૧૪૦

અરેરે આવો નાથ ઝાલોને મારો હાથ
મને પ્રેમે નવ બોલાવો સૌ દીલ તો ખોલાવે ૧૪૧

આમ કરી મુઝાઉં સખી કોને કહું આવું
ઓ ઇશ વારે ચહજે સા કાર્ય મારૂં કરજે ૧૪૨

મહા મહીનો બેઠો પીયુ ગામમાં ન પેઠો
મન મારૂં ગભરાયે અરેરે કેમ થાયે ૧૪૩

ખબર મારી લીઓને જવાબ કંઈ દીઓને
પીવાડી પ્રેમ પ્યાલી તમે ગયા છો ચાલી ૧૪૪

તહેવાર જ્યારે આવે પિયુ સ્વપ્નમાં સતાવે
આંખ ઉઘાડી દેઉ તો કાંઇ નવ જોઉ ૧૪૫

પછીથી બેઠી થાઉં છું દિલને શિખામણ દઉ છું
પ્રીતમ પ્યારા તું આય કેમ ન્યારા ૧૪૬

મુજ સંગ રમનારા કમળના ભમનારા
તને ટાઢ બહુ એ વાય મારૂ તો શું એ થાય ૧૪૭

રૂડો ફાગણ ફુલ્યો છે ખુબ કેસુડો ખીલ્યો છે
તેવું વીરહ કાવે તોય કંથ નવ આવે ૧૪૮

જેમ હોળી તો બળે છે તે દીલડું કુળે ઝે
હું નોતી તારી નારી તેથી જુવાની બાળી ૧૪૯

મુળેટી આવી પાસ કેમ રાખું તરી આશ
પરણેત પિયુ મ્હારા કેમ થાય છે તું ન્યારા ૧૫૦

તને ઘટતું નથી આવું મુજના વિના તે ખાવું
ચોરીમાં હાથ ઝાલ્યો જીવ મુજનો તો બાળ્યો ૧૫૧

આ ગૈનરે બગીચો ભર્યો છે ગીચો ગીચ
ગુલાબ કેરી વાડી ખીલે છે દાડી દાડી ૧૫૨

વળી આંબા જેમ ફુલે જોબનીયુ મારૂ ઝુલે
ભમરો જુઓ ગુલાબ ગુલ તોરાનો શું રાગ ૧૫૩

લીલાં પીળાં ને રાતાં ફુલડાં તે હરખાતા
તુ મુકી રહ્યો જાતો મને શોક નથી માતો ૧૫૪

કુમળી આ કરમાય મને વિરહ નવ માય
બળતી નવ બારો મારૂં દીલ આવી હારો ૧૫૫

છોગાળા છેલ આવો નવીન વસ્તુ લાવો
પછી પ્યારીને બોલાવો લીયો જોબનનો લ્હાવો ૧૫૬

વૈશાક કેરા માસે તમે આવો મારી પાસે
જોઉં તમારી વાટે નદી નાળા કેરા ઘાટે ૧૫૭

જેમ દીન વહેતા જાય મનખો તે રદ થાય
દિલ મારૂં બળી જાય શરિર તો સુકાય ૧૫૮

આ જળનાં જીવડાં તો વાદળમાં કેમ રહેશે
પચણેત તારી નારી દુઃખ કેવી રીતે સહેશે ૧૫૯

વળી બાળ પણમાંથી મારૂં હીત ન વીચાર્યું
માબાપે મારા કર્મે આ કજોડું ક્યાં લગાડ્યું ૧૬૦

અરે બહુ થયુ છે સ્વામી કહું છું શીષ નામી
તમે ઝટ ઘેર આવો ભોજન રૂડાં ખાવો ૧૬૧

વળી જેઠ માસે જાણી શરમ કંઈક આણી
ઉનાળો હલી જાયે પણ તું તો ન દેખાય ૧૬૨

ઘડી ગણતાં માસ થાયે આઠ પહોર કેમ જાયે
આવું દુઃખ મારૂં જાણી પધારો પ્રેમ આણી ૧૬૩

સુંદીર શરમાળા તમે મુકો સર્વે ચાળા
તમ ઘેર આવી પડજો સૌ દુખ મારાં હરજો ૧૬૪

પીયુ તમારા કાજે હું જીવ આપુ આજે
તને કાંઇ જરી ન લાગે તું કેમ દુર ભાગે ૧૬૫

વળી કરશો નહીં આવું હું કોને દુખ કહાવું
તમે આવો ઘર વિષે કાઢીને સર્વે રીસ ૧૬૬

અસાડ માસ આવી વીજળી તે મેઘ લાવી
ચમકારો બહુ ચલાવી મુજને દીધી હલાવી ૧૬૭

સુકાઇ થઇ છું આવી તેં મુને બહુ સતાવી
હવે ગડજે મારી વારે લાવીને ઝટ પારે ૧૬૮

સુખ ગળ્યામાં હું જાવું ખાલીજ ઠાલાં ખાવું
સુતાં ને સ્વપનામાં તમારૂં નામ ગાવું ૧૬૯

અવધ થઇ છે વાલા શરનાવો શીદ ઠાલા
હવે તો ઘેર આવો મુજ દીલ તો રીઝાવો ૧૭૦

અરે કહું છું કરજોડી દેશો ન તરછોડી
હું દાસી છું તમારી વેલીલીઓ સંભાળી ૧૭૧

સુંદર જુઓ શ્રાવણે ફુટાં મુકયાં નાવણે
તે જાણી ઘેર આવો મુજ મનને તો ભાવો ૧૭૨

કેમ વાલા દુર જાઓ મને તો શું સતાવો
પ્રભુએ કેર કીધો આપે દગો શું દીધો ૧૭૩

જુવાની ચાલી જાશે ત્યારે તું પસ્તાશે
તેમાં શું તારૂં વળશે નત દુખ મારૂં ટળશે ૧૭૪

હું બહું લખું છું આવું શુભ સંદેશા જે કહાવું
સાને શ્રીકૃષ્ણ મઢાવું તુજને મનાવા આવું ૧૭૫

ગયા છો તરછોડી મમ પ્રીતને તરછોડી
વીના વાંકે સતાવી લખ્યુ હશે જે ભાવી ૧૭૬

નોતી માંગતી હું મારી ચરણમાં શીશ નાંખી
હવે ગઇ છું હારી આવીને લેજો તારી ૧૭૭

આ વખતે નથી કોઇ માટે રહી છું રોઇ
તે અરજ કાન ધરજો મારૂં દુઃખ આવી હરજો ૧૭૮

ઉઠે છે અંગે આગે ઘણી મને તો લાગે
હું કયાં જઇને કહું શી રીતે હવે રહું ૧૭૯

મગને સર્વ કીધું પણ અહીંયા મુકી દીધું
બાકી રહેલું એનું ચોથા ભાગમાં લખાણું ૧૮૦



# ભાગ — ૪

સૌ જશે મારી બાજી તેથી થશો શું રાજી
હવે વીચાર લાવો તમે ઘેર પાછા આવો ૧૮૧

આખરે દગો દીધો વિશ્વાસ ઘાત કીધો
તમે હાલ માગ જુવો જોબનીયું નવ ખુવો ૧૮૨
મેં સુખ વેઠયાં દુઃખ નીજ સાથમાં તો સુખ
હવે હ્યો મને વારી દો મનખો ન બારી ૧૮૩

છઠ્ઠીના લાગ્યા લેખ તેને મારે કોણ મેખ
ઓ દૈવ મારા કર્મે લખેલો શું છે મર્મ, ૧૮૪
આવા વીચાર લાવું સખીની પાસ જાઉં
ફરી આવી અવળી થઇને મુજ દીલને ચીરાઉં ૧૮૫

મન ગમતા મારા તાજે આવોને ઘેર આજે
હું તલસું તમૂ વીના રંગીલા રસ ભીના ૧૮૬
જુઓને ઘરમાં જાળા પડી રહ્યા છે ડાળા
તમારા વીના સ્વામી પીએ તે કોન પાની ૧૮૭

વળી પડયાં છે વાજાં ટેબલ ખુરસી ઝાઝાં
હીંડોળા ખાટ ઝુલે પણ કોન આવી ડુલે ૧૮૮

સારંગી શું આ શોભે પડી રહી છે મોભે
ઉધેવ તેને ખાયે જોબન મારૂં જાયે ૧૮૯

વીલંબ ન કરશો માટે કહું છું શીર સાટે
સૌ વાત ભુલી જાજો આવીને ઘેર નાજો ૧૯૦

જેમ દીન ઝાઝા થાયે જોબન મારૂં જાયે
તે તો તું નવ જાણે હવે તો દયા આણે ૧૯૧

જેનો પીયુ વીદેશ જાયે તેનું ખરે શું થાયે
તેનો કરી વિચાર તમે આ ઝટ વરે ૧૯૨

શું આમ કેમ કરો વળી ઝટ પાછા ફરો
મુકી દો સર્વ કાજે તમે આવો ઘેર આજે ૧૯૩

હીંમત ગઈ છું હારી હવે મરવાની વારી
પડે છે દુઃખ ભારી તેથી લો આવી તારી ૧૯૪

ગુનો નથી મેં કરીયો પણ બાપ મારો મરીયો
પાટા બાંધીને નાંખી તેથી રહી છું સાંખી ૧૯૫

સૌ નથી સમજાતું જોબન રહે છે જાતું
સ્વામી તું નવ જા ! વિદેશ મોજ માણું ૧૯૬

વખત વીત્યો ભારી હું થઇ છું નીરાળી
કરી મને નોધારી જીવ દીધો મારો બારી ૧૯૭

હુંવ નથી રહેવાતું સહન નથી થાતું
રાત ને દીન મારૂં રે દીલડું દુભાતું ૧૯૮

તમે આવો પ્રાણ મારા શીદ થાવ છો નીરાળા
વળી આવી બેસો પાસે તે દેખી દુઃખ નાસે ૧૯૯

દયા ધરોને વ્હાલા મારે દુઃખ કેરા ભાલા
કોઇ રીતે નથી સુખી દીન રાત રહું છું દુખી ૨૦૦

હવે થયા છો મોટા શીદ થાવ છો તે. ખોટા
ક્યાં જઇને કર્મ ફોડું નવ મળશો આવું જોડું ૨૦૧

આશામાં દીન ગાળું હું આઠી અવધી ભાળું
આવીને ક્યારે મળશો જીવન સફળ કરશો ૨૦૨

દાસીની અરજ ધારી દયા કરો ને ભારી
હું અબળા છું નારી કહની કહું છું મારી ૨૦૩

રહી છું અહીંયાં ભટકી વળી શીર મારૂં પટકી
નથી પામી કંઇ હું સુખ પડે છે બહુ આ દુઃખ ૨૦૪

જુવો સર્વે મોજ માને તે તો છે ઇશ આને
તમારી સંગ મારૂં અપાવ્યું કોને પાન ૨૦૫

તે નથી સમજાતું જોબન રહ્યું જાતું
તે તો તું નવ જાણે વીદેશ મોજો માને ૨૦૬

આખરે આશો આવ્યો પીયું એ સંદેશો કહાવ્યો
હું જઉં છું ચીન દેશે તું રેજે આવં વેશે ૨૦૭

ત્યાં જઇને સર્વે જોઇશ હુન્નર શીખી લેઇશ
જ્યારે જાપાને કે જઇશ ત્યારે તાર મુકી દઇશ ૨૦૮

આ સર્વ જાણ્યું જ્યારે ખાધીતી મુર્છા ત્યારે
ઓ ઇશ લેતું તાણી મુજ પર દયા આણી ૨૦૯

દુઃખથી નથી રહેવાતું કઇએ નથી જવાતું
મારી નણંદી મેણાં મારે ડીએરીઓ બાર કાઢે ૨૧૦

દુખે નથી ખમાતું સૌ પાપ રહ્યું જાતું
ઓ ઇશ વારે હવે લાવી ઝટ પારે ૨૧૧

અરે ઓ શેષ નાગે તું કેમ દુર ભાગે
મને આવી ડંખ માર મારો પ્રાણુ બહાર કાઢ ૨૧૨

તારા ગુરૂની છે આણુ તે નક્કી તું તો જાણુ
સખત ડંખ મારી લે દુઃખમાંથી તારી ૨૧૩

મને દુખ બહુ છે પડીયું ઠીક જોડુ તેં ના ઘડીયું
નાહાન આવું બાળે મારે કર્મ તેં કયાં જડીયું ૨૧૪

ઓ પ્રભુ લે બચાવી મુજ પાસમાં તો આવી
રંચ્ય કાળાં કરીયાં તેં પેટ તારાં ભરીયાં ૨૧૫

સ્વામી કંઇ રાખો આશો હવે આવે મારી પાસે
તમે બાળ હઠ લીધી મને છેક તાવી દીધી ૨૧૬

મને પાસે નવ રાખી વીના મોતે મારી નાંખી
જુદાઇ હોને છોડી તમે આવો ઝટ દોડી ૨૧૭

આવી ને પ્યારી કોને પછીથી લાવો હયોને
વીચાર સર્વે છોડો મુજ સંગ પ્રેમ જોડો ૨૧૮

વિપત્તાથી હયોને ટાળી મુખ આપનું દેખાડી
દુઃખ સર્વે મારૂં જાયે દર્શન તમારાં થાયે ૨૧૯

ચીન નાંખો ને ચુલામાં આવી ઝુલો ઝુલામાં
તેબલ ખુરશી ઝાઝાં બેસીને થઇએ તાજાં ૨૨૦

જાપાન નવ જાસો હવે ના ભટકાશો
ઉંમર તમારી થઈ છે જુવાની ખીલી રહી છે ૨૨૧

અરેરે પ્રાણનાથ ઝાલ્યો તો કેમ હાથ
શું વાંક મારા પડીયા તેથી તમે તો નડીયા ૨૨૨

હવે વીચાર વાલા શરમાય શીદ ઠાલા
તારાથી પેરૂં ચીર મુજ નણદી કેરા વીર ૨૨૩

સમજુ થયા છો સ્વામી કહું છું શીર નામી
વીચાર સર્વે છોડો ઝટ ઘર ભણી દોડો ૨૨૪

ગયા છો તરછોડી મુજ કર્મને તો ફોડી
તે દી ની બેઠી રહી છું હું હાથ પગ જોડી ૨૨૫

અરેરે અહીંયાં આવો વીચેને કંઇક લાવો
તમારા વીના બીજા કોઇનો નથી દાવો ૨૨૬

જુઓને નથી ખામી જુવાની રહી છે જામી
ભરેલી આ છે પેટી આવીને લ્યોને લેટી ૨૨૭

રાખી પુરા ભરૂસા  આવીને ઝટ જોશા
હાથે ચડેલા હીરા તમે ગુમાવી દેશા ૨૨૮

જીવતરમાં ધીક એના સ્વામી નાહાન જેના
મળે કદી દુશાલા મણિ મુક્તા તણી માળા ૨૨૯

કોદી જો મળે માન પાછળથી પડે છાન
તેનું જો નહી ભાન આ વાત આવી જાન ૨૩૦

મનોહર મુખડું તારૂં શીદને થયુ છે ન્યારૂં
મને ગમતુ નથી ઘડીએ સંગાત કોની લહીએ ૨૩૧

નારંગી જેવી નારી ભભકો છે મારો ભારી
જે જુવે એક વારી તેને થાય છે આજારી ૨૩૨

નાનકડા મારા કંથ શીદને સીધાવો પંથ
વીજયને દીન જાણી તમે આવો પ્રેમ આણી ૨૩૩

દીને તને ન દેખુ ત્યારે રાતે એમ પેખુ
મારૂં જોડુ જ્યારે મળશે ત્યારે દુઃખ મારૂં ટળશે ૨૩૪

શીજે બીછાનું પુષ્પો તેની આવે ઘણી ખુસબો
પ્રોહન કાજે આવો જરૂર હયોને લહાવો ૨૩૫

જેને જોબને કંથ તેને સીધો છે પંથ
મેં બહુ કર્યાતાં પાપે તેથી પીડાકક્ષું આપે ૨૩૬

મને મન એમ થાયે ખાવા દે મને ફાંસી
દુનીઆમાં લોક બહુએ કરેછે મારી હાંસી ૨૩૭

તેવામાં સ્વામી આવ્યા સખીએ તે બતલાવ્યા
નીજ સાથમાં વળી તે નવીન વસ્તુ લાવ્યા ૨૩૮

વળી પાસ તેના જઇને ચરણુમાં પડીતી
હૈયું ભરાઇ જવાથી હું બહુએ રડીતી ૨૩૯

નવીન વસ્તુ શું છે તે જાણવા જરૂર છે
આવેના ભાગે તેની ખરી ખબર લહીશું ૨૪૦

આ વાત પડતી કીધી તે પાંચમીમાં લીધી
મગને જે જે બની તે સાક્ષાત કીધી. ૨૪૧

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં
રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ પ્રકાશક જડુલાલ નારણદાસ
નડીઆદવાળાના માટે છાપી.

## ટુંકી મુંડીમાં મોટો નફો મળવાનું સહેલુ સાધન.

સ્વદેશ કાવ્ય સુંદર બે ફોટા સાથે છુટક કીં. રૂ. ૦-૧-૦
નંગ ૧૦૦ના ૨-૮-૦

મુંબઇની શેઠાણી યાને સુધરેલી સુંદરી ભાગ ૧—૨
દરેકની છુટક કીં. રૂ. ૦-૧-૦
નંગ ૧૦૦ના રૂ. ૨-૮-૦

ચહાદેવીની ચડાઇ-જમાનાનો જુલ્મ છુટક કીં. રૂ. ૦-૧-૦
નંગ ૧૦૦ ના રૂ. ૮-૦-૦

રાષ્ટ્રીય ગરબા સંગ્રહ [સુંદર બે ફોટા સાથે] બેફોર્મની
ખાસ વાંચવા લાયક છુટક કીં. રૂ. ૦-૨-૦
નંગ ૧૦૦ ના રૂ. ૫-૦-૦
નંગ ૫૦૦ ના રૂ. ૨૨-૦-૦

અસહકાર વીણા છપાય છે રૂ. ૦-૧-૦

સ્વદેશ દર્પણ. રૂ. ૦-૧-૦

બાળ વરસની સતિ—નવ વર્ષનો પતિ
ભાગ ૧-૨ ભેગા રૂ. ૦-૧-૦
ભાગ ૩-૪ ભેગા રૂ. ૦-૧-

તમામ જાતના પુસ્તકો મળવાનું ઠેકાણું

**બુકસેલર જકુભાઇ નારણદાસ ચોકસી**

**(ઘર)-અમદાવાદી બજાર ગાંધીપોળ મુ. નડીઆદ**